જે પુરૂષ હોયછે, તે મુને પામેછે.

॥ मत्कर्मकृन्मत्परमो मद्भक्तःसंगवर्जितः ॥

॥ निर्वैरःसर्वभूतेषु यःसमामेतिपांडव ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनंनाम गुर्जरभाषायां पंचत्रिंशोऽध्यायः ३५.–११.



॥ श्लोक. ॥

अर्जुनउवाच ॥ एवंसततयुक्तायेभक्तास्त्वांपर्युपासते ॥

॥ येचाप्यक्षरमव्यक्तं तेषांकेयोगवित्तमाः ॥

અર્જુન પુછેછે—હે શ્રીકૃષ્ણ, એપ્રમાણે તમારામાંજ જેમની નિષ્ટા હોયછે એવા તમારા ભક્ત વિશ્વરૂપ તમારી ઉપાસના કરેછે અને બીજા કેટલાક નિર્વિશેષ બ્રહ્મની ઉપાસના કરેછે; એ બે પ્રકારના તમારા ઉપાસકોમાં શ્રેષ્ટ કોણ? શ્રીભગવાન કહેછે—હે અર્જુન, ઉત્કૃષ્ટ શ્રદ્ધાયે યુક્ત તથા મારા વાસ્તેજ કર્મના અનુષ્ટાનાદિયે કરી મારામાંજ એક નિષ્ટાવાળા જે પુરૂષો સર્વજ્ઞત્વાદિ ગુણ વિશિષ્ટ પરમેશ્વર રૂપ મારે વિષે મન જોડિને મારી ઉપાસના કરેછે, તેને હું શ્રેષ્ટ માનું છું. ને જે પુરૂષ ઇંદ્રિયગ્રામને નિયમમાં રાખી તથા સર્વત્ર સમાન બુદ્ધિવાળા થઇ અને સર્વના હિતમાં તત્પર થઇને અવિનાશિ, શબ્દે કરી બતાવાય નહીં એવા, રૂપાદિ રહિત, સર્વમાં વ્યાપક, અચિંત્ય, નિર્વિકાર, વૃધ્યાદિ રહિત તથા નિત્ય એવા નિર્ગુણ બ્રહ્મને ભજેછે, તેપણ મુનેજ પામેછે. તથાપિ નિર્વિશેષ બ્રહ્મમાં આસક્ત ચિત્તવાળાને અત્યંત ક્લેશ થાયછે; કેમકે દેહાભિમાનિને અવ્યક્ત બ્રહ્મને વિષે નિષ્ટા દુઃખે કરી પ્રાપ્ત થાયછે. હે પાર્થ, જે પુરૂષ સર્વ કર્મ મારે વિષે અર્પણ કરી તથા મારામાંજ પરાયણ થઇને મારૂંજ ધ્યાન કરતાં એ-

કાંત ભક્તિયોગે કરી મારી ઉપાસના કરેછે, તે મારામાં ચિત્ત રાખનારનો હું મૃત્યુયુક્ત સંસારરૂપ સમુદ્રથી થોડા વખતમાં ઉદ્ધાર કરૂંછું. માટે તું મારામાંજ સંકલ્પ તથા વિકલ્પાત્મક મન સ્થિર કર અને નિશ્ચયાત્મિક બુદ્ધિ પણ મારે વિશે રાખ; કારણ એમ કરવાથી મારા પ્રસાદે કરી પ્રાપ્ત થયેલા જ્ઞાનયુક્ત થઇ મારા સ્વરૂપને પામીશ એમાં સંશય નહીં. હે ધનંજય, જો તું મારામાં ચિત્ત સ્થિર કરવા સમર્થ ન થઇ; શકતો હોતો મારા સ્મરણ અભ્યાસરૂપ યોગે કરી મુને પામવાનો યત્ન કર. વળી જો તું એમ કરવામાં પણ સમર્થ ન હો, તો મારી પ્રીતિને અર્થે એકાદશ્યાદિ વ્રતરૂપ કર્મ કરવામાં તત્પર થા; એ રીતનાં કર્મ કરવાથી પણ મોક્ષને પામીશ. કદી એમ કરવાને પણ તું અશક્ત હો, તો એક મારોજ આશ્રય રાખી સાવધાન ચિત્તવાન થઇ સર્વ કર્મ ફળનો ત્યાગ કર; કારણ એમ કરવાથી પણ મારા પ્રસાદે કરી કૃતાર્થ થઇશ. કેમકે સારી રીતના જ્ઞાન રહિત અભ્યાસથી યુક્તિ સહિત ગુરૂયે ઉપદેશ કરેલું જ્ઞાન શ્રેષ્ટછે, તેથી તે પૂર્વક ધ્યાન શ્રેષ્ટ છે તથા તેથી પણ કર્મ ફળનો ત્યાગ શ્રેષ્ટછે; કારણ તે કરવાથી સંસાર નિવૃત્ત થાયછે. હવે ઉત્તમને વિશે દ્વેષ રહિત, સમાનને વિશે મિત્રતાથી વર્તનાર, હીનને વિશે દયાલુ મમતા તથા અહંકાર રહિત, સમાન સુખ તથા દુઃખવાળો, ક્ષમાવાન, લાભ થાય અથવા અલાભ થાય તો પણ સંતુષ્ટ, નિરંતર સાવધાન, નિયમિત્ત સ્વભાવવાળો, મારામાંજ દૃઢ નિશ્ચયવાળો અને મારે વિશેજ અર્પણ કર્યાં હોયછે, મન તથા બુદ્ધિ જેણે એવાજે મારો ભક્ત, તે મુને પ્રિયછે. વળી જેનાથી લોક ઉદ્વેગ પામે નહીં જે લોકથી ઉદ્વેગ પામે નહીં અને હર્ષ, અસહનતા ભય તથા ઉદ્વેગ રહિત જે હોયછે, તે પણ મારો ભક્ત મુને પ્રિયછે. વળી જે મારો ભક્ત ઇચ્છા રહિત બાહ્ય તથા આભ્યંતર પવિત્ર, ભગવત ભજનમાં આળસ રહિત, પક્ષપાત રહિત મનોવ્યથા રહિત અને સર્વ ઉદ્યમનો ત્યાગ કરનાર હોયછે, તેપણ મુને પ્રિયછે. વળી જે ભક્તિમાન પુરૂષ પ્રિય વસ્તુને

પામી પ્રસન્ન થાય નહીં અપ્રિય વસ્તુને પામી તેનો દ્વેષ કરે નહીં, ઇષ્ટ અર્થનો નાશ થવાથી શોક કરે નહીં, અપ્રાપ્ત થયેલા પદાર્થની ઇચ્છા કરે નહીં અને શુભ તથા અશુભનો ત્યાગ કરવામાં શીળવાન હોયછે, તે મુને પ્રિયછે. વળી જે મારો ભક્ત પુરૂષ શત્રુ તથા મિત્રને વિશે સમતાવાળો માન તથા અપમાનને વિશે પણ સમતાવાન, શીત ઉષ્ણ, સુખ તથા દુઃખને વિશેપણ સમાન, કોઇ ઠેકાણે પણ આસક્તિ રહિત, સમાન નિંદા તથા સ્તુતિવાળો, વાણીને નિયમમાં રાખનાર જે કંઇ મળ્યું હોય તેમાંજ સંતુષ્ટ, નિયમિત નિવાસ સ્થાન વગરનો અને સ્થિર ચિત્તવાળો હોયછે, તેણ મુને પ્રિયછે. વળી જે મારા ભક્ત ધર્મરૂપ જે આ અમૃત મેં કહ્યું તેને મારામાં તત્પર થઇ શ્રદ્ધા રાખી સેવન કરેછે તેતો મુને અત્યંત પ્રિયછે.

॥ येतुधर्म्यामृतमिदं यथोक्तंपर्युपासते ॥
॥ श्रदधानामत्परमा भक्तास्तेतीवमेप्रियाः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ३६.–१२.



॥ श्लोक. ॥

अर्जुनउवाच ॥ प्रकृतिंपुरुषंचैव क्षेत्रंक्षेत्रज्ञमेवच ॥
॥ एतद्वेदितुमिच्छामि ज्ञानंज्ञेयंचकेशव ॥

અર્જુન કહેછે—હે કેશવ, હું પ્રકૃતિ, પુરૂષ, ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ, જ્ઞાન તથા જાણવા લાયક એને જાણવાને ઇચ્છું છું. શ્રીભગવાન કહેછે—હે કુંતિપુત્ર, જેનાથી સર્વ ભોગ ભોગવાયછે એવું આ શરીર ક્ષેત્ર કહેવાય છે; કારણ સંસારના અંકુરનું સ્થાનછે; જેને અહંતા મમતારૂપે જાણનારને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના વિવેકને જાણનાર પુરૂષો ક્ષેત્રજ્ઞ કહેછે. હે ભારત, સર્વ

ક્ષેત્રને વિશે રહેલા ક્ષેત્રજ્ઞ મુનેજ તું જાણ; ને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું વિલક્ષણ પણાયે કરી જે જ્ઞાન તેજ જ્ઞાન મારૂં સંમતછે કારણ મોક્ષનું હેતુ છે; ને તદ્વ્યતિ રિક્ત જે જ્ઞાન, તે બંધન કરવાના હેતુને લીધે વૃથાછે" માટે તે ક્ષેત્ર જેવા સ્વરૂપવાલું, જેવા સ્વભાવવાળું જેવા વિકારવાલું, જેનાથી ઉત્પન્ન થાયછે, જેવી રીતનુંછે અને ક્ષેત્રજ્ઞ જે સ્વરૂપવાળો તથા પ્રભાવવાળોછે તે સર્વ સંક્ષેપથી કહું તે તું સાંભળ; કારણ તે પ્રસંગને વસિષ્ટાદિ ઋષિયોયે યોગવાસિષ્ટાદિ ગ્રંથને વિશે અનેક પ્રકારે પ્રતિપાદન કરેલછે, વિવિધ પ્રકારવાળા વેદોયે પ્રતિ શાખામાં જુદી જુદી રીતે ગાયલછે અને નિશ્ચય કરેલા અર્થવાન તથા યુક્તિવાળા બ્રહ્મ સૂચક તત્ત્વ મસ્યાદિ બ્રાહ્મણ વાકયોયેપણ ગાયેલછે પૃથ્વી, જળ, વાયુ, તેજ તથા આકાશ એ પાંચ મહાભૂત, અહંકાર, મહત્તત્વ મૂલપ્રકૃતિ, શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, દૃષ્ટિ તથા જીવ્હા, એ પાંચ જ્ઞાનેંદ્રિય, વાણી, હસ્ત, પગ, ગુદા તથા ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિય, એકમન અને શબ્દ, સ્પર્શ, રૂપ રસ તથા ગંધ એ પાંચ વિષય એ સર્વ મલી ચોવીશ તત્વ, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ સર્વ સમૂદાયરૂપ શરીર, જ્ઞાનાત્મિક મનોવૃત્તિ અને ધૈર્ય એ સર્વ વિકાર સહિત ક્ષેત્ર સંક્ષેપથી મેં તુંને કહ્યું. હવે કહેલા લક્ષણવાળાં ક્ષેત્રથી જુદા એવા જાણવા લાયક શુદ્ધ ક્ષેત્રનું વિસ્તારથી વર્ણન કરવા સારૂં તેના જ્ઞાનનાં સાધન કહું તે તું સાંભળ—માન રહિત, દંભ રહિત, પારકાને પીડા ન કરવી, સહનતા, સરલતા, સદગુરૂની સેવા, મૃતિકા તથા જલાદિથી બહારનું શૌચ અને રાગાદિ મેલનો ત્યાગ કરવો એ આભ્યંતર શૌચ, એક નિષ્ટા, શરીરને નિયમમાં રાખવું, ઇંદ્રિયના અર્થને વિશે વૈરાગ્ય, અહંકાર રહિત, જન્મ, મૃત્યુ, જરા તથા વ્યાધિ સંબંધી દુઃખ તથા દોષને વારંવાર જોવું, પુત્ર સ્ત્રી તથા ગૃહાદિને વિશે આસક્તિ રહિત તથા તેમનાં સુખ તથા દુઃખથી હું સુખી તથા દુઃખીછું એમ ન માનવું, પ્રિય અથવા અપ્રિય વસ્તુની પ્રાપ્તિ વિશે સદૈવ સમાન ચિત્ત પરમેશ્વર એવા મારે વિશે સર્વાત્મ દૃષ્ટિથી

એકાગ્ર ભક્તિ એકાંત સ્થાનનું સેવન પ્રાકૃત મનુષ્યની સભાને વિશે પ્રીતિનો અભાવ, આત્મ સંબંધી જ્ઞાન વિશે નિષ્ઠા અને તત્વજ્ઞાનનાં પ્રયોજનરૂપ મોક્ષને સર્વથી ઉત્કૃષ્ટછે એમ જોવું એ સર્વે જ્ઞાનજ છે એમ કહ્યું, કેમકે જ્ઞાનનાં સાધનછે; ને એથી જે ઉલટું માન્યત્વાદિ, તે અજ્ઞાનછે એમ વસિષ્ટાદિયે કહેલ છે, કેમકે જ્ઞાનનાં વિરોધિ છે, માટે તેમનો સર્વથા ત્યાગ કરવો" હવે જેને જાણવાથી મનુષ્ય મોક્ષને પામે એવું જાણવા લાયક જે બ્રહ્મ, તે કહું છું; જે અનાદિ નિર્વિશેષ અને સદસતથી ભિન્ન કહેવાયછે. વળી તે સર્વ ઠેકાણેછે હાથ, પગ, નેત્ર, મસ્તક, મુખ તથા કાન જેનાં એવું અને સર્વ લોકમાં વ્યાપિ રહેલુંછે. વળી તે સર્વ ઇંદ્રિયો તથા તેના સર્વ વિષયોને પ્રકાશ કરનાર, સર્વ ઇંદ્રિય રહિત, સંગરહિત, સર્વને ધારણ કરનાર, સત્વાદિ ગુણ રહિત અને ગુણનું પાલકછે. વળી તે ચરાચર ભૂતની અંદર તથા બહાર રહેલું, સ્થાવર તથા જંગમ રૂપ રૂપાદિ રહિત પણાને લીધે નહીં જણાય એવું અવિદ્વાનોને દૂર તથા વિદ્વાનોને સમીપછે. વળી તે સ્થાવર તથા જંગમાત્મક ભૂતને વિશે કારણ રૂપે કરી અભિન્ન અને કાર્યરૂપે કરી જુદા જુદા પણે રહેલું, સ્થિતિ કાળમાં પ્રાણિમાત્રનું પોષણ કરનાર પ્રલય સમયે સર્વનો ગ્રાસ કરનાર અને સૃષ્ટિકાલે નાના પ્રકારના કાર્ય રૂપે ઉત્પન્ન થનારછે વળી તે ચંદ્ર તથા સૂર્યાદિનું પ્રકાશક અજ્ઞાનથી પર, કેવળ જ્ઞાનમાત્ર શરીરવાળું જાણવા લાયક અમા નિત્વાદિ જ્ઞાનના જે પૂર્વોક્ત સાધન તેથીજ જેની પ્રાપ્તિ થાય એવું અને સર્વના હૃદયને વિશે નિયંતા પણાંયે કરી રહેલુંછે. એપ્રમાણે મેં તુને ક્ષેત્ર જ્ઞાન તથા જ્ઞેય વસ્તુ સંક્ષેપથી કહ્યાં; જેને જાણીને મારો ભક્ત બ્રહ્મપણાને પામવા યોગ્ય થાય. હવે પ્રકૃતિ તથા પુરૂષ એ બેઉ અનાદિ છે એમ અને શબ્દાદિ વિકાર તથા બુદ્ધિ ઇંદ્રિયાદિ ગુણ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલછે એમતું જાણ. "હવે પ્રકૃતિ તથા પુરૂષ એ બેઉ કયા દ્વારે કરી સંસારના કારણ થાયછે એમ તું કહીશ તો કહું છુ" કે—કાર્ય, શરીર, તથા તેને આરંભ કરનાર પંચ મહાભૂત તથા પાંચ વિષય "અને" તેર

ઇંદ્રિય તથા તદાશ્રિત સુખ, દુઃખ અને મોહાત્મક ગુણ" એમના કર્ત્તા પણાયે કરી સંસારનું કારણ પ્રકૃત થાયછે અને સુખ તથા દુઃખના ભોક્તાપણાને લીધે પુરૂષ સંસારનો હેતું થાયછે "શંકા—તથાપિ અવિકારી તથા જન્મ રહિત એવા પુરૂષને ભોક્તા પણું કેમ—એમ તું કહીશ તો કહુંછું" કે—પ્રકૃતિના કાર્ય ભૂત દેહને વિશે તાદાત્મ્ય પણાથી રહેલો પુરૂષ દેહે ઉત્પન્ન કરેલા સુખ, દુઃખ તથા મોહરૂપ ગુણને પામેછે; માટે તેને દેવતા, પશુ તથા મનુષ્યાદિને વિશે જન્મ થવાનું કારણ શુભાશુભ કર્મ કરનારી ઇંદ્રિયોનો સંગછે હવે તે પુરૂષનો પ્રભાવ કહું" તે તું સાંભળ— પુરૂષ પ્રકૃતિનાં કાર્યભૂત દેહને વિશે રહેલોછે તોપણ તેથી જુદોછે; કારણ તેની પાસે રહી તેનો સાક્ષીછે, તેની સંનિધિ માત્રે કરી તેનો અનુંગ્રહ કરનારછે, તેનું ધારણ કરનાર તથા પાલન કરનારછે, બ્રહ્માદિનો પણ અધિપતિ અને અંતર્યામિછે એમ શ્રુતિયોયે કહેલછે. એપ્રમાણે પુરૂષને તથા પોતાના વિકાર સહિત પ્રકૃતિને જે પુરૂષ જાણે તે વિધિને ઉલ્લંઘન કરી વર્તે તોપણ ફરીથી જન્મને પામે નહીં "સંસારથી મુક્ત થાય" એપ્રમાણના આત્માને જાણવામાં અધિકારીના ભેદને લીધે ઉપાયના વિકલ્પ કહું "તે તું સાંભલ આત્માને કેટલાક પુરૂષો પોતાના દેહને વિશે બુદ્ધિયે કરી ધ્યાનદ્વારા, કેટલાક પ્રકૃતિ પુરૂષના વિલક્ષણપણાના વિચારરૂપ સાંખ્યદ્વારા કેટલાક અષ્ટાંગ યોગદ્વારા, અને કેટલાક કર્મદ્વારા જુવેછે" હવે અતિમંદ એવા અધિકારીને સંસારરૂપ સમુદ્ર તરવાનો ઉપાય કહું તે તું સાંભળ—પૂર્વે કહેલા સાંખ્ય યોગાદિ માર્ગે કરી ઉપદ્રષ્ટત્વાદિ લક્ષણવાન આત્માને સાક્ષાત કરવાને નહીં જાણતા એવા તથા ઉપદેશને શ્રવણ કરવામાં તત્પર જે પુરૂષો આચાર્યાદિથી ઉપદેશ સંભલી ધ્યાન કરે છે, તે આસ્તે આસ્તે સંસારને તરેછે. હે ભરતકુળમાં શ્રેષ્ટ અર્જુન, જે કંઇ સ્થાવર તથા જંગમાત્મક પ્રાણિ ઉત્પન્ન થાયછે, તે સર્વે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સંયોગથી થાયછે એમ તું જાણ. હવે સર્વ ભુતપ્રાણિને વિશે સમાનપણાયે કરીને રહેલા તથા તેના નાશ થવાથી નહીં નાશ થતા એવા પરમેશ્વરને

જે પુરૂષો જાણેછે, તેજ સારી રીતે જુવેછે. "બીજો નહીં. કારણ તે પુરૂષ સર્વત્ર સમાનપણાયે કરી રહેલા આત્માને સમાન રૂપે જુવેછે તેથી પોતાના આત્માને નાશ કરતો નથી; ને પરમ ગતિને પામેછે. "શંકા—શુભાશુભ કર્મ કરવાને લીધે આત્માનું વિષમપણું દેખાયછે, ત્યારે તેનામાં સમતા કેમ એમ તું કહીશતો કહુંછું" કે સર્વ પ્રકારે કરી દેહ તથા ઇંદ્રિયાદિ રૂપે પરિણામ પામેલી પ્રકૃતિયેજ સર્વ કર્મ કર્યાંછે એમ તથા આત્મા અકર્ત્તાછે એમ જે જુવેછે, તેજ સારી રીતે જુવેછે "શંકા—પ્રકૃતિનેજ કર્તૃત્વ અને આત્માને નહીં એમ કેમ એ રીતે તું કહીશ તો કહુંછું" કે—જ્યારે પુરૂષ સ્થાવર તથા જંગમાત્મક પ્રાણિના જુદાપણાને પ્રલયને વિશે એકજ ઇશ્વર શક્તિરૂપ પ્રકૃતિને વિશે રહેલુંછે એમ સૃષ્ટિ સમયે તેનાથીજ તેમનો વિસ્તાર થાયછે એમ અને પ્રકૃતિજ સર્વરૂપછે એમ જાણી તેમાં અભેદ જોય, ત્યારે બ્રહ્મરૂપ થાય. હે કુંતિપુત્ર, સંસારાવસ્થાને વિશે અવિનાશિ એવા પરમાત્મા શરીરને વિશે રહેલા હોયછે, તોપણ કંઇજ કર્તા નથી તથા કર્મ ફલે કરી લેપાતા નથી, કેમકે અનાદિ તથા નિર્ગુણછે. માટે જેમ આકાશ સૂક્ષ્મ તથા અસંગ પણાને લીધે પંકાદિને વિશે લેપાતું નથી, તેમ આત્મા ઉત્તમ તથા અધમ દેહને વિશે રહેલોછે પણ દેહ સંબંધી ગુણ દોષે કરી લેપાતો નથી. વળી હે ભારત, જેમ એક સૂર્ય સમગ્ર લોકને પ્રકાશ કરેછે, તેમ ક્ષેત્રી આત્મા સમગ્ર ક્ષેત્રરૂપ દેહને પ્રકાશ કરેછે. એપ્રમાણે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના ભેદને અને આકાશાદિ ભૂતોનાં ઉપાદાન કારણરૂપ ત્રિગુણાત્મિક અવિદ્યાનો જ્ઞાને કરી નાશ થાયછે એમ જે જાણે તે પરમપદને પામે.

॥ क्षेत्रक्षत्रज्ञयोरेव मंतरंज्ञानचक्षुषा ॥

॥ भूतप्रकातिमोक्षंच येविदुर्यांतितेपरं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञयोगोनाम गुजरभाषायां सप्तत्रिंशोऽध्यायः ३७.—१३.

॥ श्लोक ॥

श्रीभगवानुवाच ॥ परंभूयःप्रवक्ष्यामि ज्ञानानांज्ञानमुत्तमं ॥
॥ यज्ज्ञात्वामुनयःसर्वे परांसिद्धिमितोगताः ॥

શ્રીભગવાન કહેછે—હે અર્જુન, તપ તથા કર્માદિ વિષયના જ્ઞાનોમાં જે ઉત્તમ જ્ઞાન. તે હું તુંને ફરીથી કહુંછું; જેને જાણીને મુનિયો આ સંસારથી મુકાઇ ઉત્કૃષ્ટ મોક્ષરૂપ સિદ્ધિને પામ્યાછે. એ જ્ઞાનનો આશ્રય કરીને મારા સમાનપણાને પામેલા પુરૂષો, બ્રહ્માદિ ઉત્પન્ન થાયછે તોપણ ઉત્પન્ન થતા નથી અને પ્રલય વખતે દુઃખનો અનુભવ કરતા નથી. હે ભારત, દેશ તથા કાળથી નાશ રહિત, આ જગતરૂપ પોતાના કાર્યની વૃદ્ધિની હેતુ અને પરમેશ્વર એવા મારૂં ગર્ભાધાન સ્થાનરૂપ પ્રકૃતિને વિશે, હું ગર્ભ મુકુંછું જગતના વિસ્તારના હેતુ ચિદા ભાસને તેને વિશે નાખુંછું" તેથી બ્રહ્માદિ સર્વ પ્રાણિની ઉત્પત્તિ થાયછે. હે કુંતિપુત્ર, મનુષ્યાદિ યોનિને વિશે સ્થાવર તથા જંગમાત્મિક જે મૂર્તિ ઉત્પન્ન થાયછે, તેમની પ્રકૃતિ માતારૂપછે અને તેમનો ગર્ભાધાનાદિ કરનાર હું પિતાછું. હવે હે ભારત, સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણ પ્રકૃતિથી ઉત્પન્ન થયાછે; જે પ્રકૃતિ નાકાર્યરૂપ દેહને વિશે તાદાત્મ્યપણાયે કરી રહેલા વસ્તુતાયે કરી નિર્વિકાર ચિદંશને પોતાનાં કાર્યરૂપ સુખ, દુઃખ તથા મોહાદિને વિશે જોડે છે. તે આવી રીતે કે—હે નિષ્પાપ તે ત્રણ ગુણમાયલો સત્વગુણ નિર્મળ પણાને લીધે પ્રકાશક તથા શાંતછે, માટે પોતાનાં કાર્યરૂપ સુખ તથા જ્ઞાનના સંગે કરી જીવને બાંધેછે "હું સુખી તથા જ્ઞાની એમ માનનાર જે મન તેના અભિમાની ક્ષેત્રજ્ઞને તેને વિશે જોડેછે" ને હે કુંતિ પુત્ર, તૃષ્ણા તથા સંગની જેનાથી ઉત્પતિ છે એવા રજો ગુણને રંજનરૂપ છે એમ તું જાણજે, દેહીને દૃષ્ટ તથા અદૃષ્ટ અર્થવાળાં કર્મને વિશે આસક્તિયે કરી સારી રીતે બંધન કરેછે. ને હે ભારત, સર્વ દેહીને ભ્રાંતિ ઉત્પન્ન કરનાર તમોગુણ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો છે એમ તું જાણ; જે પ્રમાદ,

આલસ્ય તથા નિદ્રાયે કરી દેહીને બંધન કરેછે. વળી સત્વગુણ દેહીને સુખને વિશે, રજોગુણ કર્મને વિશે તથા તમોગુણ તેના જ્ઞાનને ઢાંકી લઇ પ્રમાદને વિશે જોડેછે. હે ભારત, જ્યારે રજોગુણ તથા તમોગુણને તિરસ્કાર કરી સત્વગુણ ઉત્પન્ન થાયછે ત્યારે પોતાના કાર્યરૂપ સુખ તથા જ્ઞાનાદિને વિશે દેહીને જોડેછે, સત્વગુણ તથા તમોગુણને તિરસ્કાર કરીને રજોગુણ ઉત્પન્ન થાયછે ત્યારે પોતાનાં કાર્યરૂપ તૃષ્ણા તથા કર્માદિને વિશે દેહીને જોડેછે અને સત્વગુણ તથા રજોગુણનો તિરસ્કાર કરીને તમોગુણ ઉત્પન્ન થાયછે ત્યારે પોતાના કાર્યરૂપ પ્રમાદ તથા આલસ્યાદિને વિશે દેહી જોડેછે. "હવે વૃદ્ધિ પામેલા સત્વાદિ ગુણનાં ચિન્હ કહુ" તે તું સાંભળ જ્યારે આત્માના ભોગસ્થાનરૂપ દેહમાં રહેલાં શ્રોત્રાદિ સર્વ દ્વારને વિશે શબ્દાદિ જ્ઞાનાત્મક પ્રકાશ ઉત્પન્ન થાય, ત્યારે સત્વગુણ વૃદ્ધિ પામ્યોછે એમ જાણવું. હે ભરતકુળમાં શ્રેષ્ટ, જ્યારે લોભ, અગ્નિ હોત્રાદિ કર્મમાં પ્રવૃત્તિ, ગૃહાદિના આરંભ, અમુક કર્યા પછી અમુક કરીશ; એમ સંકલ્પ તથા વિકલ્પ કરવા અને દેખેલી અનેક ચીજોને ગ્રહણ કરવાની ઇચ્છા થાય, ત્યારે રજોગુણ વૃદ્ધિ પામ્યોછે એમ જાણવું. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા અર્જુન, જ્યારે વિવેકનો નાશ ઉદ્યમ રહિતપણું, ગાફલતા તથા મોહ થાય, ત્યારે તમોગુણ વૃદ્ધિ પામ્યોછે એમ જાણવું "હવે મરણ સમયે વૃદ્ધિ પામેલા સત્વાદિ ગુણનાં ફળ કહું" તે તું સાંભળ—જો સત્વગુણ વૃદ્ધિ પામ્યો હોય ને જીવ મરણ પામે, તો હિરણ્ય ગર્ભાદિની ઉપાસના કરનારાઓને જે લોક પ્રાપ્ત થાયછે, તે દુઃખ રહિત નિર્મળ લોકને પામેછે. જો રજોગુણ વૃદ્ધિ પામ્યો હોય ને જીવ મરણ પામે, તો શ્રોત તથા સ્માર્ત કર્મના અનુષ્ટાનવાળાં મનુષ્યોને વિશે ઉત્પન્ન થાય; ને જો તમોગુણ વૃદ્ધિ પામ્યો હોય ને મરણ પામે, તોપશ્વાદિની યોનીને વિશે ઉત્પન્ન થાય. સાત્વિક કર્મનું સત્વગુણ પ્રધાનવાળું તથા ઘણા પ્રકાશવાળું સુખરૂપ ફળછે રાજસ કર્મનું રજોગુણ પ્રધાનવાળું દુઃખરૂપ ફળછે અને તામસ કર્મનું તમોગુણ

પ્રધાનવાળું અજ્ઞાનરૂપ ફળછે એમ કપિલાદિ કહેછે. વળી જીવને સત્વ-ગુણથી જ્ઞાન ઉત્પન્ન થાયછે, રજોગુણથી લોભ ઉત્પન્ન થાયછે અને તમો-ગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાન ઉત્પન્ન થાયછે. વળી સત્વગુણ પ્રધાન-વાળા પુરૂષો ઉપરના લોકમાં જાયછે, રજોગુણ પ્રધાનવાળા પુરૂષો મનુષ્ય લોકમાં ઉત્પન્ન થાયછે અને હલકા એવા તમોગુણનાં કાર્ય પ્રમાદ તથા મોહાદિને વિશે રહેલા તામસી પુરૂષો નરકને વિશે ઉત્પન્ન થાયછે "એપ્ર-માણે પ્રકૃતિ જન્યગુણના સંગે કરી થયેલો પ્રપંચ સહિત સંસાર કહ્યો હવે તેના વિવેકથી થતો મોક્ષ કહું" તે તું સાંભળ—જ્યારે વિવેકયુક્ત થયેલો જીવ બુધ્યાદિ આકારરૂપે પરિણામ પામેલા ગુણથી કર્તા જુદો છે એમ જુવે "ગુણજ કર્મ કરેછે એમ જુવે" અને ગુણથી જુદા એવા તેના સાક્ષી આત્માને જાણે, ત્યારે બ્રહ્મતાને પામે. ત્યારપછી જીવ દેહા-કારરૂપે પરિણામ પામનાર તે ત્રણને અતિ ક્રમણ કરી અને તત્કૃત જન્મ, મરણ તથા જરાવસ્થાનાં દુઃખથી મુકાઇને, બ્રહ્માનંદને પામે અર્જુન પુ-છેછે—હે સમર્થ, ત્રણ ગુણને અતિ ક્રમણ કરેલા દેહીનાં લક્ષણ તથા આચાર કેહેવો હોયછે. ને કયા સાધનથી એ ત્રણગુણને અતિ ક્રમણ કરે તે તમે મુને કહો. શ્રીભગવાન કહેછે—હે પાંડવ, દેહીસત્વ, રજ તથા ત-મોગુણનાં કાર્ય પ્રકાશ, પ્રવૃત્તિ તથા મોહ પોતાની મેલે પ્રાપ્ત થાય, ત્યારે દુઃખ બુદ્ધિથી તેનો દ્વેષ કરે નહીં અને સમાધિ અવસ્થામાં તેમનો નાશ થયા કેડે પાછી સુખ બુદ્ધિથી તેમની ઇચ્છા કરે નહીં. વળી સાક્ષીપણાયે કરી રહેલો દેહીગુણ કાર્ય સુખ તથા દુઃખાદિયે કરી પોતાના સ્વરૂપથી ચલાયમાન થાય નહીં અને ગુણજ પોતાના કાર્યમાં વર્તેછે તેની સાથે મુને કંઇપણ સંબંધ નથી એમ વિવેકજ્ઞાને કરી તુષ્ણિ ભાવને પામી રહે પણ લગાર ચલાયમાન થાય નહીં. વળી સુખ તથા દુઃખ સમાનવાળો, સ્વ-સ્વરૂપને વિશેજ રહેલો, ઢેફું, પત્થર તથા સુવર્ણને વિશે સમાન ભાવવાળો, પ્રિય તથા અપ્રિય જેને સમાન હોયછે એવો, બુદ્ધિમાન, સમાન પોતાની

નિંદા તથા સ્તુતિવાળો, માન તથા અપમાનને વિશે સમાન, મિત્ર તથા શત્રુના પક્ષને વિશે સમાન અને સર્વ આરંભનો ત્યાગ કરનાર દેહી ગુણાતીત કહેવાયછે. ને જે દેહી એકાગ્ર એવા ભક્તિયોગે કરીને પરમેશ્વર નારાયણ એવા મુને સેવે, તે એ ત્રણને અતિક્રમણ કરી બ્રહ્મપણાને પામવા યોગ્ય થાય બ્રહ્મ, અવિનાશિ એવા મોક્ષ, શાશ્વત એવા ધર્મ તથા અખંડિત સુખની પ્રતિમાં હુંજછે.

॥ ब्रह्मणोहिप्रतिष्टाह ममृतस्याव्ययस्यच ॥

॥ शाश्वतस्यचधर्मस्य सुखस्यैकांतिकस्यच ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगोनाम गुर्जरभाषायां अष्टात्रिंशोध्यायः ३८.–१४.



## ॥ श्लोक. ॥

श्रीभगवानुवाच ॥ ऊर्ध्वमूलमधःशाख मश्वत्थंप्राहुरव्ययं ॥
॥ छंदांसियस्यपर्णानि यस्तंवेदसवेदावित् ॥

શ્રીભગવાન કહેછે—પૂર્વાધ્યાયના અંતમાં મુને જે પુરૂષ એકાગ્ર ભક્તિયે કરી સેવે ઇત્યાદિ વાક્યે કરી પરમેશ્વરને એકાંત ભક્તિયે કરી ભજનારને તેની કૃપાથી પ્રાપ્ત થયેલા જ્ઞાને કરી બ્રહ્મભાવ થાયછે એમ કહ્યું; પણ અવૈરાગ્યવાનને એકાંત ભક્તિ તથા જ્ઞાન થાય નહીં, માટે વૈરાગ્ય પૂર્વક જ્ઞાનનો ઉપદેશ કરવાની ઇચ્છાથી પ્રથમ અઢી શ્લોકે કરી સંસારનાં સ્વરૂપને વૃક્ષનારૂપ કાલંકારે કરી વર્ણન કરતાં "શ્રીભગવાન કહેછે—પુરૂષોત્તમરૂપ મૂળવાળો કાર્યના ઉપાધિરૂપ હિરણ્ય ગર્ભાદિ શાખાવાળો તથા વેદરૂપ પાંદડાંવાળો આ સંસારરૂપ અશ્વત્થ નામનો વૃક્ષછે, તેને મિથ્યારૂપે જે મનુષ્ય જાણે, તેજ વેદ જાણનાર." તેણેજ જાણવાનું જાણ્યું ઇત્યાદિ

ગુણે કરી વૃદ્ધિ પામેલી તથા વિષયરૂપ સૂક્ષ્મ પલ્લવવાલી તે વૃક્ષની શાખાઓ, મનુષ્ય, પશુ, સ્થાવર તથા નરક પર્યંત નીચે અને ગંધર્વ તથા યક્ષાદિ હિરણ્યગર્ભ પર્યંત ઉપર વિસ્તાર પામીછે; ને તે વૃક્ષના નીચા એવા આ મનુષ્ય લોકમાં કર્મરૂપ અનુબંધવાળા તથા નિત્ય વ્યવહારવાળાં તે તે ભોગની વાસનારૂપ અવાંતર મૂળછે. આ સંસારમાં રહેલા પ્રાણિને એ સંસાર વૃક્ષનાં સ્વરૂપ, અંત, આદિ તથા સ્થિતિ જાણવામાં આવતાં નથી; માટે દૃઢ મુલવાળા તે સંસારરૂપ અશ્વત્થ વૃક્ષને દૃઢ એવા અસંગરૂપ શસ્ત્રે કરી છેદ કરીને, તેનાં મૂળ, ભૂત વસ્તુ વૈષ્ણવ પદને ખોલવું; જેને વિશે ગયેલા પાછા આ સંસારમાં આવતા નથી. માટે જેનાથી અનાદિએ વિસંસારની પ્રવૃત્તિ વિસ્તાર પામીછે, તેજઆદિ પુરૂષની હું શરણ આવ્યો છું એમ મનુષ્યે પોતાના મનમાં ભાવ રાખવો. "વળી તે પદને પામવાનાં બીજાં સાધનછે તે કહુ" તે તું સાંભળ—માન તથા મોહ વગરના પુત્રાદિના સંગરૂપ દોષને જીતેલા, આત્મ જ્ઞાનને વિશે નિષ્ટાવાળા, નિવૃત્ત પામેલી કામનાવાળા અને સુખ તથા દુઃખરૂપ શીતોષ્ણાદિ દ્વંદ્વથી મુક્ત થયેલા પુરૂષો, અાવિદ્યા રહિત થઇને અવિનાશિ એવા તે વૈષ્ણવ પદને પામેછે. જે પદને પામીને યોગી પુરૂષો પાછા તેથી નિવૃત્તિ પામતા નથી, તે ઉત્કૃષ્ટ એવાં મારાં સ્વરૂપને સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ પણ પ્રકાશ કરી શકતા નથી. "શંકા—જોકે તમારા સ્વરૂપને પામેલા પુરૂષો પાછા સંસારમાં આવતા નથી, ત્યારે તો સુશુપ્તિ તથા પ્રલયકાળને વિશે સર્વને તમારી પ્રાપ્તિ છેજ; ત્યારે પાછો સંસારી કોણ થાય એમ તું કહીશ તો કહુ છુ" કે—અવિદ્યાયે કરી જીવરૂપ થયેલો સનાતન એવો મારો અંશ, પ્રકૃતિને વિશે લીન થયેલી મન સહિત ઇંદ્રિયોને જીવ લોકમાં ભોગને માટે આકર્ષણ કરેછે" અવિદ્યાયે વિટાયલા જીવનો ઇંદ્રિયો સહિત પ્રકૃતિયુક્ત એવા મારે વિશે લયછે, પણ શુદ્ધ સ્વરૂપને વિશે લય નથી, તેથી તે ભોગ વાસ્તે ઇંદ્રિયોનું આકર્ષણ કરેછે; ને જ્ઞાનિને શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ થાયછે, તેથી

તેને પાછી આવૃત્તિ થતી નથી" "શંકા—જીવ ઇંદ્રિયોને આકર્ષણ કરી શું કરેછે એમતું કહીશ તો કહું છું" કે—દેહાદિનો સ્વામી જીવ, જ્યારે જે શરીરનો ત્યાગ કરી જે બીજા શરીર પ્રત્યે જાયછે, ત્યારે જેમ વાયુ ગંધના સ્થાનરૂપ પુષ્પમાંથી સૂક્ષ્મ ગંધને ગ્રહણ કરી જાયછે, તેમ તેમાંથી સૂક્ષ્મ ઇંદ્રિયોને ગ્રહણ કરી તે પ્રત્યે જાયછે." જીવતે ઇંદ્રિયોને ગ્રહણ કરી જે વાસ્તે બીજા શરીરને વિશે જાયછે, તે કહું" તે તું સાંભળ—આ જીવ શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જીભ, ઘ્રાણ તથા મન એ છ ઇંદ્રિયોનો આશ્રય કરીને, વિષયોને ભોગવેછે. "શંકા—કાર્ય તથા કારણના સંઘાતથી જુદાપણાયે કરી રહેલા આત્માને જીવને સર્વ કેમ જોતા નથી એમ તું કહીશ તો કહું છું" કે—એક દેહમાંથી બીજા દેહને વિશે જતાં, વેતજ દેહને વિશે રહેલા, ઇંદ્રિયોના ભોગે કરી ભોગવનાર તથા ઇંદ્રિયાદિ યુક્ત જીવને મૂઢ પુરૂષો જોતા નથી; પણ જ્ઞાનરૂપ ચક્ષુવાળા વિવેકી પુરૂષો જુવે છે. "તેમાંપણ દુર્જ્ઞેય એવા તેને કેટલાક જુવેછે તથા કેટલાક નથી પણ જોતા તે કહું" તે તું સાંભળ—ધ્યાનાદિ સાધને કરી યત્ન કરનાર કેટલાક યોગિયો, દેહને વિશે રહેલા એ આત્માને જુવેછે; ને કેટલાક શાસ્ત્રના અભ્યાસાદિ સાધને કરી યત્ન કરેછે, તોપણ શુદ્ધ ચિત્ત વગરના હોવાથી મંદ બુદ્ધિવાળા જોતા નથી. વળી સૂર્યમાં રહેલું જે તેજ આખા જગતને પ્રકાશ કરેછે તથા ચંદ્રમાં અને અગ્નિમાં જે તેજ રહ્યુંછે, તે સર્વ તેજ મારૂંજછે એમ તું જાણ હું પૃથ્વી વિશે પ્રવેશ કરીને મારા બળે કરી સર્વે ભૂત પ્રાણિને ધારણ કરૂં છું તથા રસાત્મક ચંદ્રરૂપ થઇને સર્વ વ્રીહ્યાદિ ઓષધિયોનું પોષણ કરૂં છું. વળી હું જઠરાગ્નિરૂપ થઇ, પ્રાણિયોના દેહમાં રહી અને પ્રાણ તથા અપાનયુકત થઇ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય તથા ચોશ્યરૂપ ચાર પ્રકારનાં અન્નને પચાવુંછું. વળી હું સર્વ પ્રાણિના હૃદયને વિશે અંતર્યામિરૂપે રહ્યોછું, માટે પ્રાણિમાત્રને સ્મૃતિ તથા જ્ઞાન અને એ બેઉનું ટળી જવું એ મારાથીજ થાયછે; સર્વ વેદ કરી જાણવા

નાયક, જ્ઞાન આપનાર ગુરૂ તથા વેદાર્થને જાણનાર પણછું. હવે આ લોકમાં ક્ષર તથા અક્ષર એ બે પુરૂષ પ્રસિદ્ધછે, તેમાં બ્રહ્માદિ સ્થાવરાંત સર્વ ભૂતપ્રાણિનાં શરીર ક્ષર પુરૂષ અને દેહના નાશે કરીને અવિકારપણાને લીધે જેનો નાશ થતો નથી એવો કૂટસ્થ ચેતનરૂપ ભોકતા અક્ષર પુરૂષ છે એમ વિવેકી પુરૂષો કહેછે. ને જે અવિનાશિ ઇશ્વર ત્રણ લોકમાં રહીને તેનું પાલન કરેછે તથા શ્રુતિયો જેને પરમાત્મા કહેછે, તે ક્ષર તથા અક્ષર એ બેઉ પુરૂષથી જુદો ઉત્તમ પુરૂષ કહેવાય છે. જેથી હું નિત્ય મુકતપણાને લીધે જડ વર્ગનું અતિક્રમણ કરી રહ્યોછું તથા નિયંતાપણાને લીધે ચેતન વર્ગથી પણ ઉત્તમછું; માટે લોકમા તથા વેદમાં પુરૂષોત્તમ નામે વિખ્યાતછું માટે હે ભારત, નિશ્ચય મતિવાળો જે પુરૂષ એપ્રમાણના પુરૂષોત્તમ એવા મુને જાણે, તે સર્વ ભાવે કરી મારૂંજ ભજન કરેછે, તેથી સર્વ જ્ઞાતાયછે. હે નિષ્પાપ ભારત, મેં તુને અતિ રહસ્ય એવું આશાસ્ત્ર આવી રીતે કહ્યું, જેને જાણવાથી પુરૂષ સારી રીતે જ્ઞાની તથા કૃતકૃત્ય થાય.

॥ इतिगुह्यतमंशास्त्र मिदमुक्तंमयानघ ॥
॥ एतद्बुध्वाबुद्धिमान्स्या त्कृतकृत्यश्चभारत ॥

इति श्रीमहाभारते भीष्मपर्वाणि भगवद्गीतापर्वाणि श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगोनाम गुर्जरभाषायां ऊनचत्वारिंशोऽध्यायः ३९.—१५.

---

॥ श्लोक. ॥

श्रीभगवानुवाच ॥ अभयंसत्वसंशुद्धि र्ज्ञानयोगव्यवस्थितिः ॥
॥ दानंदमश्चयज्ञश्च स्वाध्यायस्तपआर्जवं ॥

શ્રીભગવાન કહેછે—હે ભારત અર્જુન, અભય, ચિત્ત, શુદ્ધિ, આ-

ધ્યાનના ઉપાયને વિશે નિષ્ઠા, પોતાને ભોજન કરવાના પદાર્થ અન્નાદિનો ઘટતી રીતે વિભાગ, બાહ્યેંદ્રિય નિગ્રહ, શ્રૌત તથા સ્માર્તરૂપ યજ્ઞ, વેદાધ્યયન, શારી રાદિતપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ઉદારતા, શાંતિ, પારકા દોષનો પ્રકાશ ન કરવો, દુઃખયુક્ત ભૂતપ્રાણિને વિશે દયા, વિષયના સાન્નિધ્યપણાથી પણ ઇંદ્રિયોને ન વિકાર થવો, કોમલપણું લજ્જા પ્રયોજન વગરવાણી, હાથ તથા પગ આદિ ઇંદ્રિયોને તેના વ્યાપારમાં નહીં પ્રવર્ત કરવાં, તેજ, ક્ષમા, ધૈર્ય, મૃત્તિકા તથા જલાદિથી બાહ્ય અને મન તથા બુદ્ધિના નિર્મળપણારૂપ આભ્યંતર શૌચ, અદ્રોહ અને અત્યંત માન રહિતપણું, એ અભયાદિ છવીશ પ્રકારની દૈવિ સંપત્તિ ભાવિ કલ્યાણવાળા પુરૂષને પ્રાપ્ત થાયછે. ને હે પાર્થ, દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ,, કઠોરપણું તથા અવિવેક એ આસુરી સંપત્તિ ભાવિ અકલ્યાણવાળા પુરૂષને પ્રાપ્ત થાયછે. હે પાંડવ, દૈવિ સંપત્તિ મોક્ષ આપનાર તથા અસુરી સંપત્તિ બંધન કરનારછે એમ માન્યછે, પણ તું કંઇપણ શોચ કર નહીં; કેમકે દૈવિ સંપત્તિવાળોછો. હે પાર્થ, આ લોકને વિશે દૈવ તથા આસુર એ બે પ્રકારનાં પ્રાણિની સૃષ્ટિછે, જેમાં દવી સૃષ્ટિ મેં તુને વિસ્તારથી કહી, ને હવે અસુરી સૃષ્ટિ વિસ્તારથી કહું તે તું મારાથી સાંભળ—આસુર સ્વભાવવાળા જનો ધર્મ વિશે પ્રવૃત્તિ તથા અધર્મ વિશે નિવૃત્તિને જાણતા નથી, તેથી તેમને વિશે પવિત્રતા, આચાર તથા સત્યતા હોતાં નથી. ને તેઓ વેદ તથા પુરાણાદિના પ્રમાણ વગરનું ધર્મ તથા અધર્મરૂપ વ્યવસ્થા હેતુ વગરનું જેના કર્તા તથા વ્યવસ્થા કરનાર ઇશ્વર નથી એવું "સ્વાભાવિક" સ્ત્રી તથા પુરૂષના સંબંધથી ઉત્પન્ન થયેલું, બીજા કારણ વગરનું અને કેવળ સ્ત્રી તથા પુરૂષનો કામજ જેની ઉત્પત્તિનો હેતુછે એવું આ જગતછે એમ કહેછે. વાસ્તે એપ્રમાણે લોકાયતિકની દૃષ્ટિનો આશ્રય કરવાથી મલિન ચિત્તવાળા, દૃષ્ટિ ગોચરનેજ સત્ય માનનારા તથા ઉગ્ર કર્મવાળા પુરૂષો, વૈરીરૂપ થઇ જગતના ક્ષય સારૂ ઉત્પન્ન થાયછે. વળી દુઃખે

કરી પણ પૂર્ણ ન થનાર એવા કામનો આશ્રય કરવાથી દંભ, માન તથા મદયુક્ત થઇને અપવિત્ર વ્રતવાલા તેઓ, મોહથી વશિકર્ણાદિ દુષ્ટ આગ્રહનો સ્વીકાર કરીને, જગતના ક્ષય વાસ્તે પ્રવર્તેછે. વળી મરણને વિશેજ જેનો અંત આવેછે એવી ઘણી ચિંતાનો આશ્રય કરેલા, કામનો વિભ્રામ કરવો એજ પરમ પુરૂષાર્થછે. ને એ વીના બીજું કંઇજ નથી એવા નિશ્ચયવાળા, આશારૂપ સેંકડો પાશે બંધાએલા અને કામ તથા ક્રોધને પરાયણ તેઓ, કામના ભોગને માટે અન્યાયે કરી અર્થના સમૂહને મેલવવા ઇચ્છેછે. વળી મુને આજ અમુક વસ્તુ મળી, હું મનને પ્રિય એવી અમુક વસ્તુ મેળવીશ, મારે આ વસ્તુછે, આધન ફરીથી પ્રાપ્ત થશે, મેં આ શત્રુનો નાશ કર્યો, બીજા શત્રુઓનો નાશ કરીશ, સમર્થ, ભોગી, સિદ્ધ, બળવાન, સુખી, ધનાદિ સંપન્ન તથા કુલીનછું, માટે મારા સરખો બીજો કોણછે, યજન કરીશ, વખાણ કરનારાઓને આપીશ તથા હર્ષ પામીશ એરીતે અજ્ઞાને કરી મોહ પામેલા, અનેક પ્રકારના મનોરથને વિશે પ્રવર્ત થયેલા ચિત્તે કરી વિભ્રાંત થયેલા, જેમ મત્સ્ય સૂત્રરૂપ જાલે કરી બંધાય તેમ મોહરૂપ જાલે કરી બંધાયલા અને અનેક પ્રકારના કામભોગને વિશે આસક્ત થયેલા તેઓ, અપવિત્ર એવા નરકને વિશે પડેછે. વળી તેઓ અમે મોહોટા છિયે એમ પોતેજ પોતાને માનુવાથી નમ્રતા રહિત અને ધનને લીધે થયેલા માન તથા મદયુક્ત થઇને, દંભે કરી અવિધિપૂર્વક નામ માત્ર યજ્ઞ કરી યજન કરેછે. વળી અહંકાર, બલ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરેલા અને સન્માર્ગને વિશે વર્તનારના ગુણમાં દોષનો આરોપ કરનાર તેઓ, પોતાના તથા પારકા દેહને વિશે ચિંદશે કરી રહેલા મારો દ્વેષ કરતાં યજન કરેછે. એપ્રમાણે મારો દ્વેષ કરનાર તથા ક્રૂર બુદ્ધિવાળા અધમ તે પુરૂષોને, હું જન્મ તથા મૃત્યુરૂપ માર્ગવાલી અતિ ક્રૂર એવી વ્યાઘ્રાદિ યોનીને વિશે સદૈવ નાંખુંછું. હે કુંતિપુત્ર જન્મોજન્મ આસુરી યોનિને પ્રાપ્ત થયેલા તે મૂઢ પુરૂષો, મુને પામ્યા વ-

મરજ અધમગતિને પામેછે. "કેટલા આસુર દોષોમાંપણ સમગ્ર દોષના મૂળ ભૂત ત્રણ દોષછે, તેમનો જરૂરજ ત્યાગ કરવો એમ કહું" તે તું સાંભળ—આત્માને નીચ યોનિની પ્રાપ્તિ કરનાર અને નરકના દ્વારરૂપ કામ ક્રોધ તથા લોભછે; માટે એ ત્રણેનો જરૂર ત્યાગ કરવો. હે કુંતિપુત્ર નરકનાં દ્વારરૂપ એ ત્રણથી મુક્ત થઇને પોતાના કલ્યાણરૂપ તપ તથા યોગાદિ કર્મનું આચરણ કરનાર પુરૂષ તે સાધને કરી મોક્ષને પામેછે ને જે પુરૂષ વેદ વિહિત ધર્મનો ત્યાગ કરીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તેછે, તે તત્વજ્ઞાન શાંતિ તથા મુક્તિને પામતો નથી. વાસ્તે તુને કાર્ય તથા અકાર્યની વ્યવસ્થાને વિશે શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણાદિ પ્રમાણછે, માટે તું શાસ્ત્ર વિધિયે કહેલાં કર્મને જાણીને, તે કરવા યોગ્યછે.

॥ तस्माच्छास्त्रंप्रमाणंते कार्याकार्यव्यवस्थित्तौ ॥
॥ ज्ञात्वाशास्त्रविधानोक्तं कर्मकर्तुमिहार्हसि ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि देवासुरसंपाद्विभागयोगोनाम गुर्जरभाषायां चत्वारिंशोऽध्याय: ४०.–१६.



॥ श्लोक. ॥

अर्जुनउवाच ॥ येशास्त्रविधिमुत्सृज्य यजंतेश्रद्धयान्विता: ॥
॥ तेषानिष्टातुकाष्ण सत्वमाहोरजस्तम: ॥

અર્જુન પુછેછે—હે શ્રીકૃષ્ણ, જે પુરૂષ શાસ્ત્રની વિધિને છોડી દઇ શ્રદ્ધાયુક્ત થઇને યજન કરેછે, તેની તે રીતની દેવ પુજાદિને વિશે પ્રવૃત્તિ સત્વગુણ મિશ્ર, રજોગુણ મિશ્રકેતમો ગુણમિશ્રછે? શ્રીભગવાન કહેછે—હે અર્જુન, લોકાચાર માત્રે કરી પ્રવર્તનાર દેહધારી મનુષ્યોને પૂર્વ કર્મનાં સંસ્કારથી ઉત્પન્ન થયેલી તે શ્રદ્ધા સાત્વિકી, રાજસી તથા તામસી એપ્રમાણે

ત્રણ પ્રકારની થાયછે; જે કહું તે તું સાંભળ—હે ભારત, વિવેકી તથા અવિવેકી સર્વ પુરૂષને શ્રદ્ધા સાત્વિકીજ થાયછે, પણ આ પુરૂષ ત્રણ પ્રકારની શ્રદ્ધાયે કરી વિકાર પામેછે; તેથી જે જે શ્રદ્ધાયુક્ત, તે તેજ "સાત્વિક શ્રદ્ધાવાળો સાત્વિક, રાજસ શ્રદ્ધાવાળો રાજસ તથા તામસ શ્રદ્ધાવાળો તામસ" સાત્વિક પુરૂષો સાત્વિક પ્રકૃતિવાળા દેવતાઓનું, રાજસ પુરૂષો રજોગુણ યુક્ત પ્રકૃતિવાળા યક્ષ તથા રાક્ષસોનું અને બીજા તામસ પુરૂષો તમોગુણ યુક્ત પ્રકૃતિવાળા પ્રેત તથા ભૂત ગણોનું યજન કરેછે. જે દંભ, અહંકાર, કામ, પ્રીતિ તથા આ ગ્રહયુક્ત પુરૂષો શરીરમાં રહેલા ઇંદ્રિય સમૂહને ઉપવાસાદિયે કરી દુર્બલ કરતાં તથા તેમ ન કરવારૂપ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી અંતર્યામિ એવા મુનેપણ દુર્બળ કરતાં વેદ તથા શાસ્ત્રમાં નહીં કહેલું ઘોર તપ કરેછે, તેમને તું અતિ ક્રૂર નિશ્ચયવાળા જાણ. હવે સર્વ પુરૂષને આહાર "અન્નાદિ" ત્રણ પ્રકારના પ્રિય થાયછે અને યજ્ઞ, તપ તથા દાન પણ ત્રણ પ્રકારનાં થાયછે; તેમનો ભેદ કહું તે તું સાંભળ—આયુષ, ઉત્સાહ, શક્તિ, આરોગ્ય, સુખ તથા પ્રીતિને વધારનારા, રસવાન, સ્નિગ્ધ, દેહમાં રસરૂપ અંશે કરી ઘણો કાળ રહેનાર અને જોવા માત્રમાં હૃદયને વિશે પ્રિય લાગે એવા ભક્ષ્ય તથા ભોજ્યાદિ આહાર સાત્વિક પુરૂષોને પ્રિય હોયછે. અતિકડુ, ખાટા, ખારા, ઉષ્ણ તીખા, રૂખા તથા દાહ કરનાર અને દુઃખ, શોક તથા રોગ પ્રાપ્ત કરનાર એવા આહાર રાજસ પુરૂષોને પ્રિય હોયછે. ઠંડુ થયેલું, રસ વગરનું, દુર્ગંધવાલું આગલે દિવસે રાંધેલું, ઉચ્છિષ્ટ તથા યજ્ઞમાં ઉપયોગ ન આવે અથવા નહીં ભક્ષણ કરવા લાયક અન્ન તામસ પુરૂષોને પ્રિય હોય છે. હવે ફળની આકાંક્ષા વગરના પુરૂષો મારે યજ્ઞનુંજ અનુષ્ટાન કરવું છે, પણ બીજું ફળ સાધવું નથી એવી રીતે પોતાના મનને એકાગ્ર કરીને, વેદમાં અવશ્યપણાયે કરી કહેલા જે યજ્ઞ વિધિયુક્ત કરેછે, તે યજ્ઞ સાત્વિક કહેવાયછે. જે હે ભરતકુળમાં શ્રેષ્ટ, પુરૂષ ફળના ઉદ્દેશે કરી પો-

તાની બડાઇ વાસ્તે જે યજ્ઞ કરેછે, તે યજ્ઞ રાજસ કહેવાયછે. ને શાસ્ત્ર વિધિ રહિત, અન્નના દાન વગરનો મંત્ર રહિત અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દક્ષિણા તથા શ્રદ્ધા વગરનો જે યજ્ઞ તે તામસ યજ્ઞ કહેવાયછે. હવે દેવતા, બ્રાહ્મણ તથા માતા, પિતા તથા આચાર્યાદિનું પુજન, પવિત્રપણું, કુટિલતા રહિતપણું, બ્રહ્મચર્ય અને કોઇની હિંસા ન કરવી એ શરીરનું તપ કહેવાયછે. કોઇને ઉદ્વેગ ન કરે એવું, સત્ય પ્રિય તથા હિતરૂપ જે વાક્ય, તે અને વેદનો અભ્યાસ એ વાણીનું તપ કેહેવાયછે. મનને વિશે રાગ તથા દ્વેષાદિ રહિતપણું પારકું હિત ઇચ્છવાપણું, વાણીને નિયમમાં રાખવાપણું અને વ્યવહારને વિશે માયા રહિતપણું એ મનનું તપ કહેવાય છે. હવે ફળની આકાંક્ષા વગરના એકાગ્ર ચિત્તવાળા પુરૂષોયે પરમશ્રદ્ધાયે કરી આચરણ કરેલું એ કાયિક, વાચિક તથા માનસિક ત્રણ પ્રકારનું તપ સાત્વિક કહેવાયછે. આ લોકમાં સત્કાર, માન તથા પૂજા થાય તે સારૂ દંભે કરી જે તપ થાય તે ક્ષણિક તથા ચલાયમાન તપ રાજસ કહેવાયછે. ને અવિવેક કૃત દુરાગ્રહપણાથી શરીરને પીડિત કરીને અથવા શત્રુઆદિને નાશ કરવાની ઇચ્છાથી જે તપ થાય, તેને વિવેકીયોયે તામસ તપ કહ્યુંછે. હવે પાછો પ્રતિ ઉપકાર ન કરી શકે એવાને, તીર્થને વિશે, ગ્રહણાદિ કાળને વિશે અને વેદ તથા શાસ્ત્ર સંપન્ન પાત્રને આપવુંજ જોઇએ એમ નિશ્ચય પૂર્વક જે દાન અપાય, તે સાત્વિક કહેવાયછે. આ મારો કોઇકાળે પણ બદલો વાળો આપશે એમ માની અથવા સ્વર્ગાદિ ફળનો ઉદ્દેશ કરી ચિત્તમાં ક્લેશ પૂર્વક જે દાન અપાય તે રાજસ કહેવાયછે. ને દેશ, કાળ તથા પાત્રરૂપ સંપત્તિ છતાં પણ અપવિત્ર દેશ તથા કાલને વિશે અપાત્રને સત્કાર રહિત તથા તિરસ્કાર યુક્ત જે દાન અપાય, તે તામસ કેહેવાયછે. હવે શિષ્ટ પુરૂષોયે બ્રહ્મનાં ઓં, તત્ અને સત્ એરીતે ત્રણ નામનો એક પાઠ કર્યોછે, જે ત્રણ નામના ઉચ્ચારણના સામર્થ્યે કરી બ્રહ્માયે બ્રાહ્મણ વેદ તથા યજ્ઞોને પ્રકાશ કર્યાછે. "ઉત્પન્ન કર્યાછે" માટે બ્રહ્મવાદિયોની વેદમાં રહેલી યજ્ઞ, દાન તથા તપશ્ચર્યારૂપ ક્રિયા, સદૈવ ઓં-

કારનો ઉચ્ચાર કરીનેજ પ્રવર્તેછે. ને મુમુક્ષુ પુરૂષો યજ્ઞ, તપ, ક્રિયા તથા વિવિધ પ્રકારની દાનક્રિયા, તે બ્રહ્મરૂપછે એમ માની તેમના ફળની આશા છોડી દઇને કરેછે. ને હે પાર્થ, અસ્તિત્વને વિશે, સમીચીનપણાને વિશે, પ્રશસ્ત વિવાહાદિ કર્મ વિશે, યજ્ઞ, તપ તથા દાનને વિશે અને ઇશ્વર પ્રીત્યર્થ કર્મને વિશે સત્ "સારાછે" એમ ઉચ્ચાર થાયછે. એપ્રમાણે બ્રહ્મનાં ત્રણેનામ શ્રેષ્ટ હોવાને લીધે, યજ્ઞાદિ કર્મ વિશે કંઇપણ ન્યૂનતા હોય તો, તેના ઉચ્ચારે કરી પૂર્ણ થાયછે. માટે સત્કર્મને વિશે તેમનો ઉચ્ચાર કરવો" હવે મનુષ્યોયે શ્રદ્ધાયુક્ત થઇ કર્મ કરવાં એમ બતાવતાં અશ્રદ્ધાયે કરેલાં કર્મ અસત્છે એમ કહુ" તે તું સાંભળ—હે પાર્થ, શ્રદ્ધા વગર જે કંઇ હોમ્યું, દાન આપ્યું તથા તપ કર્યું, તે સર્વ અસત્છે; જેમનું ફલ આ લોકમાં તથા મૃત્યુ પામ્યા પછી પરલોકમાં પણ થતું નથી.

॥ अश्रद्धयाहुतंदत्तं तपस्तप्तंकृतंचयत् ॥

॥ असदित्युच्यतेपार्थ नचतत्प्रेत्यनोइह ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि सू० श्रद्धात्रयविभाग योगोनाम गुर्नरभाषायां एकचत्वारिंशोऽध्यायः ४१.—१७.



॥ श्लोक ॥

अर्जुनउवाच ॥ संन्यासस्यमहाबाहो तत्वमिच्छामिवेदितुं ॥

॥ त्यागस्यचहृषकिेश पृथक्केशिनिषूदन ॥

અર્જુન કહેછે—હે મહાબાહો, હે હૃષીકેશ, હે કેશિ દૈત્યને નાશ કરનાર શ્રીકૃષ્ણ, સંન્યાસ તથા ત્યાગનાં તત્વને વિવેકે કરી હું જાણવા ઇચ્છુંછું. શ્રીભગવાન કહેછે—હે અર્જુન, કદિ પુરૂષો કામ્ય કર્મના ત્યાગને સંન્યાસ એમ જાણેછે. ને વિચક્ષણ પુરૂષો સર્વ કર્મના ફળના ત્યાગને ત્યાગ એમ કહેછે. તેમાં કેટલાક બુદ્ધિમાન સાંખ્ય પુરૂષ હિંસાદિ બંધન કરનાર દોષ હોવાથી સર્વ કર્મ ત્યાગ કરવું એમ કહેછે, ને બીજા મીમાંસક

પુરૂષો યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ ત્યાગ કરવું નહીં એમ કહેછે. પણ હે ભારતકુળમાં શ્રેષ્ઠ, તે બે મતમાં જે મારો નિશ્ચયછે, તે કહું તે તું સાંભળ—હે પુરૂષમાં સિંહરૂપ, તત્વવેત્તા પુરૂષોયે તામસાદિ ભેદે કરી ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યોછે પણ યજ્ઞ, તથા તપરૂપ કર્મનો ત્યાગ કરવો નહીં, તેમનું તો આચરણજ કરવું; કેમકે તેઓ વિવેકી પુરૂષોનાં ચિત્તને શુદ્ધ કરનારછે. "શંકા કેવી રીતે કર્માચરણ કરવાથી ચિત્ત શુદ્ધ થાય એમ તું કહીશ તો કહું છું કે—હે પાર્થ, કર્તાપણારૂપ અભિમાન તથા ફળની આશાનો ત્યાગ કરીને, યજ્ઞાદિ કર્મ ઇશ્વરના આરાધન માટે કરવાં એજ મારો નિશ્ચયાત્મિક ઉત્તમ મતછે. અવશ્ય અનુષ્ટાન કરવા યોગ્ય નિત્ય કર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી, કેમકે તે ચિત્ત શુદ્ધિદ્વારા મોક્ષનો હેતુછે; તથાપિ મોહથી તેનો ત્યાગ થાય, તે તામસ ત્યાગછે એમ બુદ્ધિમાનોયે કહેલછે. આ દુઃખરૂપછે એમ જાણીને શરીરને ક્લેશ થશે એવા ભયથી જે નિત્ય કર્મનો ત્યાગ થાય, તે રાજસ ત્યાગ કહેવાય; પણ તેથી ત્યાગનાં ફળ જ્ઞાન નિષ્ટાની પ્રાપ્તિ થાય નહીં. ને હે અર્જુન, શાસ્ત્રમાં અવશ્ય કર્તવ્યતાયે કરી કહેલું જે કર્મ જરૂર કરવા લાયકજછે એવી બુદ્ધિથી, કર્ત્તાપણાના અભિનિવેશ તથા ફળની આશાનો ત્યાગ કરીને કરાય, તે સાત્વિક ત્યાગ છે એમ બુદ્ધિમાન પુરૂષોયે માન્યોછે. "હવે તે સાત્વિક ત્યાગ વિશે નિષ્ટાવાનનાં લક્ષણ કહું" તે તું સાંભળ—સ્થિર બુદ્ધિમાન તથા ટળી ગયેલા સંશયવાન સાત્વિક ત્યાગી, દુઃખ આપનાર કર્મનો ત્યાગ કરતા નથી, તેમ સુખ આપનાર કર્મને વિશે આસક્ત થતા નથી. "શંકા—એ રીતના કર્મફળનો ત્યાગ કરતાં સર્વ કર્મનો ત્યાગ કરવો એ સારૂં; કેમકે તેમ કરવાથી કર્મના વિક્ષેપના અભાવને લીધે જ્ઞાન નિષ્ટારૂપ સુખ પ્રાપ્ત થાય એમ તું કહીશતો કહું છું" કે—દેહાભિમાની પુરૂષે સર્વ કર્મનો ત્યાગ કરી શકાય તેમ નથી, માટે જે પુરૂષ કર્મફળનો ત્યાગ કરી કર્મ કરેછે, તેજ મુખ્ય ત્યાગી કહેવાયછે. "એ રીતના કર્મ ફળના ત્યાગનું ફળ કહું" તે તું સાંભળ—સકામ કર્મ કરનાર પુરૂષોને મૃત્યુ પામ્યા પછી નારકિપણું

દેવપણું તથા મનુષ્યપણું એરીતે પાપ, પુણ્ય તથા ઉભયમિશ્ર કર્મનાં ફળ પ્રાપ્ત થાયછે; પણ કર્મફળ ત્યાગિને ક્યારેપણ તેમ થતું નથી. "શંકા–કર્મ કરનારને કર્મનું ફળ કેમ થાય નહીં એમ તું કહીશતો, સંગ ત્યાગ કરેલા અહંકાર વગરના પુરૂષને કર્મ કરવાથી તેના ફળનો લેપ નથી એમ પ્રતિપાદન કરવા સારૂં કહુંછું. "કે—હે મહાબાહો, સર્વ કર્મની સિદ્ધિ માટે કર્મની પરિ સમાપ્તિ જેમાં રહીછે એવા વેદાંતના સિદ્ધાંતમાં જે આ પાંચ કારણ કહ્યાંછે, તે તું મારા કહેવાથી જાણ. "તે પાંચ કારણ કહું" તે તું સાંભળ—શરીર, અહંકાર અનેક પ્રકારની ઇંદ્રિય, પ્રાણ તથા અપાનાદિની વિવિધ પ્રકારની ચેષ્ટાઓ અને ચક્ષુરાદિ ઇંદ્રિયના અધિષ્ટાતા સૂર્યાદિ દેવતાઓએ પાંચ કારણછે" હવે એ પાંચેને કર્મફળના હેતુંપણું કહું તે તું સાંભળ—મનુષ્ય શરીર, વાણી તથા મને કરી ધર્મરૂપ તથા અધર્મરૂપ કર્મ કરેછે, તે સર્વ કર્મનાં પૂર્વોક્ત પાંચે હેતુછે "શંકા—તેથી શું એમ તું કહીશતો કહુંછું" કે–સર્વ કર્મનાં પાંચે હેતુ છતાં પણ જે પુરૂષ અકર્તા તથા નિરૂપાધિ આત્માને કર્તા માનેછે, તે શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશે કરી સંસ્કારવાળી બુદ્ધિ વગરનો હોવાથી દુર્મતિવાન સારી રીતે જાણતો નથી. "શંકા—ત્યારે સુમતિમાન કોણ એમ તું કહીશતો કહુંછું" કે—જેને હું કર્તાછું એમ અભિમાન નથી તથા જેની બુદ્ધિ આ સારૂં તથા આ નરસુ એમ માની કર્મને વિશે જોડાતી નથી, તે પુરૂષ આ સર્વ લોકને હણે, તોપણ તે કર્તા નથી તથા તે કર્મનાં ફળે કરી બંધાતો પણ નથી. જ્ઞાન, જાણવા યોગ્ય વસ્તુ તથા તેનો જાણનાર એ ત્રણે એકઠા મળી કર્મની પ્રવૃતિ કરાવેછે એમ વેદમાં કહેલછે; ને ઇંદ્રિય, ઇંદ્રિય કૃત વિષય ગ્રહણરૂપ કર્મ અને કર્તા એ ત્રણે એકઠા મળવાથી ભોક્તા કહેવાયછે. હવે સાંખ્ય શાસ્ત્રમાં સત્વાદિ ગુણ ભેદે કરી જ્ઞાન, કર્મ તથા કર્તા એ પ્રત્યેક ત્રણેના ત્રણ ભેદ કહ્યાછે, તે યથાર્થ કહું તે સાંભળ—પરસ્પર જુદાં એવાં બ્રહ્માદિ સ્થાવરાંત પ્રાણિને વિશે વ્યાપિ રહેલું નિર્વિકાર એક આત્મતત્વને જે જ્ઞાને કરી જુવેછે, તે જ્ઞાન સાત્વિકછે, એમ તું જાણ સર્વ

ભૂતપ્રાણિને વિશે જુદાપણાયે કરી અમુક સુખી તથા અમુક દુઃખી એ રીતે જુદા જુદા ભાવનું જે જ્ઞાન, તે રાજસ જ્ઞાન છે એમ તું જાણ ને એક દેહને વિશે અથવા એકજ પ્રતિમાદિને વિશે એટલોજ આત્માછે એમ અભિનિવેશ યુક્ત, યુક્તિ સહિત પ્રમાણ વગરનું તથા પરમાર્થના અવલંબ રહિત હોવાથી તુચ્છ જે જ્ઞાન, તેને બુદ્ધિમાનોયે તામસ જ્ઞાન કહ્યુંછે નિત્યપણાયે કરી કહેલું અભિનિવેશ રહિત તથા ફળની આશા વગરના પુરૂષે દ્વેષ અથવા પ્રીતિ વાસ્તે નહીં કરેલું જે કર્મ, તે સાત્વિક કહેવાયછે ફળની આશાવાળો તથા અહંકારયુક્ત પુરૂષ ઘણા ક્લેશવાળું જે કર્મ કરેછે, તે રાજસ કહેવાયછે. પાછળથી થનાર શુભ તથા અશુભ, ધનનો ખરચ હિંસા અને પોતાના સામર્થ્યને નહીં જાણીને પુરૂષ કેવળ મોહથી જે કર્મનો આરંભ કરેછે, તે કર્મ તામસ કહેવાયછે. અભિનિવેશ તથા ગર્વના વચન બોલવાં તેણે રહિત, ધૈર્ય તથા ઉદ્યમવાન અને આરંભેલાં કર્મની સિદ્ધિ અથવા અસિદ્ધિ થવાથી હર્ષ તથા ખેદથી રહિત એવાં કર્મ કર્ત્તા પુરૂષ સાત્વિત કહેવાયછે. પ્રીતિમાન, કર્મફળને ઇચ્છનાર, પરધનને ઇચ્છનાર, મારક સ્વભાવવાળો, શાસ્ત્રમાં કહેલાં પવિત્રપણાથી રહિત લાભ તથા, અલાભ વખતે હર્ષ તથા શોકયુક્ત જે કર્મ કરનાર પુરૂષ, તે રાજસ કહેવાયછે. સાવધાન પણાયે કરી રહિત, વિવેક શૂન્ય, નમ્રતા રહિત, શઠ, બીજાઓનું અપમાન કરનાર, આળસુ, શોકશીલ તથા દીર્ઘ સૂત્રી જે કર્મ કરનાર પુરૂષ, તે તામસ કહેવાયછે. હવે હે ધનંજય, બુદ્ધિ તથા ધૃતિના ગુણને લીધે ત્રણ પ્રકારનો સમગ્ર ભેદ જુદાપણાયે કરી કહું તે તું સાંભળ—હે પાર્થ, ધર્મને વિશે પ્રવૃત્તિ, અધર્મને વિશે નિવૃત્તિ, જે દેશમાં તથા વખતમાં જે કરવા લાયક તથા ન કરવા લાયક, તે નિમિત્ત અર્થ તથા અનર્થ, કેવી રીતે બંધન થાયછે અને કેવી રીતે મોક્ષ થાયછે, તેને જે બુદ્ધિ જાણે, તે સાત્વિક બુદ્ધિ કહેવાયછે. હે પાર્થ, જે બુદ્ધિયે કરી ધર્મ, અધર્મ, કરવા લાયક તથા ન કરવા લાયક યથાર્થ જણાય નહીં, તે બુદ્ધિ રાજસી કહેવાય છે. હે પાર્થ, તમોગુણે વીટાયલી જે બુદ્ધિ ધર્મને

અધર્મ તથા સર્વ અર્થને વિપરીત માનેછે, તે બુદ્ધિ તામસી કહેવાયછે. હે પાર્થ, ચિત્તના એકાગ્રપણાના હેતુયે કરી વિષયાંતરને નહીં ધારણ કરતી એવી જે વૃતિયે કરી પુરૂષ મન, પ્રાણ તથા ઇંદ્રિયોની ક્રિયાને નિયમમાં રાખે, તે ધૃતિસાત્વિક કહેવાયછે. હે પાર્થ અર્જુન, જે ધૃતિયે કરી પુરૂષ ધર્મ, અર્થ તથા કામનો ત્યાગ ન કરે અને ધર્માદિના સંબંધે કરી ફળની આકાંક્ષા રાખે, તે ધૃતિ રાજસી કહેવાયછે. હે પાર્થ, જે ધૃતિયે કરી દુષ્ટ બુદ્ધિવાળો પુરૂષ નિદ્રા, ભય, શોક, વિષાદ તથા મદનો ત્યાગ કરે નહીં, ધૃતિ તામસી કહેવાયછે. હવે હે ભરતકુળમાં શ્રેષ્ટ, ત્રણ પ્રકારનું સુખ કહું તે તું મારાથી સાંભળ, જેને વિશે અભ્યાસે કરી પ્રીતિ બંધાય તથા જેથી દુઃખનો અંતપણ થાયછે. જે આત્મબુદ્ધિના પ્રસાદથી થયેલું સુખ પ્રથમ વિષ સરખું અને છેવટ અમૃત સરખું લાગે, તે સુખ સાત્વિક કહેવાયછે. વિષય તથા ઇંદ્રિયોના સંયોગથી જે સુખ તે પ્રથમ અમૃત સરખું અને પરિણામે વિષ સરખું થાય, તે સુખ રાજસ કહેવાય છે. આરંભ વેળાયે તથા પરિણામે બુદ્ધિને મોહ કરનાર અને નિદ્રા આલસ્ય તથા પ્રમાદથી ઉત્પન્ન થતું જે સુખ, તે તામસ કહેવાયછે. પૂર્વોક્ત ત્રણ ગુણે કરી રહિત પૃથ્વીને વિશે તથા સ્વર્ગમાં દેવતાઓ વિશે પણ કોઇ પ્રાણિ નથી. હવે હે શત્રુને તપાવનાર, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શુદ્રનાં કર્મ સ્વભાવથી ઉત્પન્ન થતા ગુણે કરી વિભાગે કરેલાં છે, તે હું તુંને કહું તે તું સાંભળ—શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, શાસ્ત્ર સંબંધિ જ્ઞાન, અનુભવ તથા પરલોકછે એવો નિશ્ચય એ નવ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મછે. પરાક્રમ, પ્રૌઢતા, ધૈર્ય, યુદ્ધને વિશે ઉત્સાહ તથા તેથી ભાગી ન જવું, ઉદારતા અને આડે રસ્તે ચાલનારને નિયમમાં રાખવાની શક્તિ એ ક્ષત્રિયનાં સ્વાભાવિક કર્મછે. ખેતી કરવી, ગાયનું પાલન કરવું તથા વ્યાપાર કરવો આ વૈશ્યનાં સ્વાભાવિક કર્મછે; ને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યની સેવા કરવી એ શુદ્રનું સ્વભાવિક કર્મછે. હવે પોતપોતાના કર્મને વિશે પ્રીતિમાન પુરૂષ જેવી રીતે તત્વજ્ઞાનની યોગ્યતાને પામેછે, તે કહું

તે તું સાંભળ—જે પરમેશ્વરથી સર્વ ભૂતપ્રાણિની પ્રવૃત્તિ થાયછે. તથા જેણે કરી આ જગત વ્યાપ્તછે, તે પરમેશ્વરને પોતાના સ્વભાવથી કરેલાં કર્મ અર્પણ કરવાથી મનુષ્ય મોક્ષને પામેછે. પારકા ધર્મનું સારી રીતે અનુષ્ઠાન કરવાથી પોતાનો ધર્મ કંઇક અંગેહીન છે તોપણ શ્રેયરૂપ છે; માટે પૂર્વોક્ત સ્વાભાવિક નિયમયુક્ત કર્મ કરનાર પુરૂષને પાપ લાગતું નથી. હે કૌંતેય, સ્વાભાવિક કર્મ સદોષ હોય તોપણ ત્યાગ કરવો નહીં; કારણ જેમ ધૂમાડાયે કરી અગ્નિ વિટાયલો હોયછે તેમ સર્વ કર્મ દોષે કરી વીટાયલાં જછે. હવે સર્વત્ર આ સક્તિવાન બુદ્ધિ રહિત, અંતઃકરણ જીતેલો તથા ઇચ્છા રહિત પુરૂષ કર્મ ફળના ત્યાગે કરી, ઉત્કૃષ્ટ એવી કર્મ ત્યાગ લક્ષણ વાળી પારિવ્રાજ્ય સિદ્ધિને પામેછે. હે કુંતિપુત્ર જ્ઞાનની ઉત્કૃષ્ટ નિષ્ઠારૂપ સિદ્ધિને પ્રાપ્ત થયેલો પુરૂષ જેવી રીતે બ્રહ્મને પામે તેવી રીતે સંક્ષેપથી કહુ તે તું સાંભળ—પૂર્વોક્ત સાત્વિક બુદ્ધિયે યુક્ત, પવિત્ર દેશમાં રહેનાર, થોડું ભોજન કરનાર, એ ઉપાયે કરી નિયમમાં રાખેલાં વાણી, શરીર તથા મનવાળો, ધ્યાન યોગમાં પરાયણ, નિત્ય વૈરાગ્યનો આશ્રય કરેલો મમત્વ રહિત તથા શાંતિ પામેલો પુરૂષ સાત્વિકી ધૃતિયે કરી દેહેંદ્રિયના સંઘાતને નિયમમાં રાખી, શબ્દાદિ વિષયોનો ત્યાગ કરી, રાગ તથા દ્વેષનો ત્યાગ કરી અને અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ તથા પરિગ્રહને પણ મુકી દઇને બ્રહ્મપણાને પામવા યોગ્ય થાયછે. એપ્રમાણે બ્રહ્મપણાને પામેલો, પ્રસન્ન મનવાળો તથા સર્વ ભૂતપ્રાણિને વિશે સમાનપણાયે કરી વર્તનાર પુરૂષ નાશ થયેલાનો શોચ તથા ન પ્રાપ્ત થયેલાની ઇચ્છા ન કરે તેથી દ્વૈત દૃષ્ટિ રહિત ભાવનાને પામે. પુરૂષ એપ્રમાણેની ભાવનાયે કરી સર્વ વ્યાપિ સચ્ચિદાનંદ ઘનમુને તત્વથી જાણે; એરીતે તત્વથી જાણ્યા પછી પરમાનંદ રૂપ થાય. મારા આશ્રયવાળો અને પૂર્વે કહેલા ક્રમે કરી નિત્ય તથા નૈમિત્તક કર્મ કરનાર પુરૂષ મારા પ્રસાદથી અનાદિ સર્વોત્કૃષ્ટ પદને પામે. માટે બુદ્ધિયે કરી સર્વ કર્મ મુને અર્પણ કરીને હુંજ પ્રાપ્ય પુરૂષાર્થછું એવો તું થઇ અને વ્યવસાયાત્મિક બુદ્ધિયે કરી પો-

ગનો આશ્રય કરી, કર્મ કરવા વખતે પણ સર્વ બ્રહ્માર્પણ છે એવા ન્યાયે કરી મારામાં ચિત્તવાળો થા. એપ્રમાણે મારામાં ચિત્તવાળો થવાથી તું મારા પ્રસાદથી દુસ્તર એવા સાંસારિક સર્વ દુઃખને તરીશ; ને જો અહંકારને લીધે આ મારાં કહેલાં વાક્યને ધ્યાનમાં લાવીશ નહીં, તો પુરૂષાર્થથી ભ્રષ્ટ થઇશ. અહંકારને લીધે હું યુદ્ધ નહીં કરૂં એમ તું માનેછે, પણ એ તારો નિશ્ચય વૃથાછે; કારણ તારી પ્રકૃતિજ તુંને તે કરાવશે. વળી હે કુંતિપુત્ર, પૂર્વ સંસ્કારરૂપ સ્વભાવથી ઉત્પન્ન થયેલા શૌર્યાદિ પોતાના કર્મે કરી બંધાયેલો તું મોહથી યુદ્ધરૂપ કર્મ કરવા ઇચ્છતો નથી, તે પરવશપણાયે કરીપણ કરીશ. હે અર્જુન, જેમ સૂત્રધાર યંત્રમાં રહેલાં કત્રિમ પ્રાણિયોને ભ્રમણ કરાવે, તેમ અંતર્યામિ પોતાની શક્તિયે કરી સર્વ ભૂત પ્રાણિને ભ્રમણ કરાવતાં તેમનાં હૃદયને વિશે રહેછે. માટે હે ભારત, તું સર્વાત્મ ભાવે કરી તે ઇશ્વરની શરણેં જા; કારણ તેના પ્રસાદથી પરમ શાંતિને તથા અવિનાશી મોક્ષરૂપ સ્થાનને પામીશ. એ રીતે મેં અતિ ગુપ્તમાં પણ ગુપ્ત એવું જ્ઞાન તુંને કહ્યું; માટે સમગ્ર તેનો વિચાર કરી તારી ઇચ્છામાં આવે તેમ કર. સર્વ ગુહ્યમાં પણ અત્યંત ગુહ્ય એવું હું વચન કહું તે તું ફરીથી સાંભળ; કારણ તું મુંને પ્રિયછે, માટે સર્વ પ્રમાણયુક્ત તારૂં હિત કહુંછું કે—તું મારામાં મનવાળો, મારો ભક્ત તથા મારૂં યજન કરનાર થા અને મુનેજ નમસ્કાર કર; એપ્રમાણે વરતવાથી મારા પ્રસાદે કરી પ્રાપ્ત થયેલા જ્ઞાને કરી મુનેજ પામીશ એમાં તારે કંઇપણ સંશય કરવો નહીં; કારણ મુને પ્રિયછો તેથી પ્રતિજ્ઞા પૂર્વક સત્ય કહુંછું. વળી તું સર્વ ધર્મનો ત્યાગ કરીને કેવળ મારી શરણ થા; કારણ હું તુંને સર્વ પાપથી મુકાવીશ, માટે કંઇપણ શોચ કર નહીં તારે આ ગીતાતત્વ સ્વધર્માનુષ્ઠાન હીનને ગુરૂ તથા ઇશ્વરને વિશે ભક્તિ રહિતને સાંભળવા નહીં ઇચ્છનારને અને મારી નિંદા કરનારને ક્યારેપણ કહેવું નહીં જે પુરૂષ આગીતા તત્વ પૂર્વોક્ત દોષ રહિત એવા મારા ભક્તને કહેશે તે મારે વિશે પરમભક્તિયે કરીને મુને પામશે એમાં સંશય નથી. મારા ભક્તને ગીતા

શાસ્ત્રનું વ્યાખ્યાન કરનાર પુરૂષથી બીજો મનુષ્યોમાં કોઇપણ મારૂં અત્યંત પ્રિય કરનાર નથી તેમ કાળાંતરે થશે પણ નહીં ને મુને તેના કરતાં બીજો કોઇ પૃથ્વીમાં અત્યંત પ્રિય નથી તેમ થશે પણ નહીં. આપણા બેઉનો આ ધર્મરૂપ સંવાદનો જે મનુષ્ય પાઠ કરશે, તેને જ્ઞાન યજ્ઞે કરીને હું ઇષ્ટ થાઉ એમ મારી મતિછે, શ્રદ્ધાવાન તથા અસૂયાદિ રહિત જે પુરૂષ આ આપણા બેઉના સંવાદને સાંભળે, તે સર્વે પાપથી મુકાઇ અશ્વમેધાદિ પુણ્ય કર્મ કરનારના શુભ લોકને પામે. હે પાર્થ, એકાગ્ર ચિત્તવાળા તે મેં કહેલું આગીતા તત્વ સાંભલ્યું હે ધનંજય અજ્ઞાનથી થયેલો તારો સંમોહ ટળી ગયો અર્જુને કહ્યું કે હે અચ્યુત, તમારા પ્રસાદથી મારો મોહ ટલી ગયો, ને આહું છું એમ સ્વરૂપના અનુસંધાનરૂપ સ્મૃતિ મુને પ્રાપ્ત થઇછે; માટે સંદે રહિત એવો હું યુદ્ધ કરવાને તૈયારછું, ને તમારા કહેવા પ્રમાણે કરીશ. સંજય કહેછે–હે ધૃતરાષ્ટ્ર, મહાંત્મા વાસુદેવ તથા અર્જુનના રૂંવાટાં ઉભાં કરે એવા આશ્ચર્યરૂપ આ સંવાદને મેં સાંભલ્યો. યોગને પોતે કહેતા એવા યોગેશ્વર સાક્ષાત કૃષ્ણના મુખથી આ પરમ ગુહ્યગીતા તત્વ મેં વ્યાસજીનાં પ્રસાદને લીધે સાભલ્યું. હે રાજા, કેશવ તથા અર્જુનના આશ્ચર્યરૂપ અપવિત્ર સંવાદને વારંવાર સંભારીને, હું ક્ષણે ક્ષણે રોમાં ચિત્ત થાઉંછું. વળી હે રાજા, હરિનું તે અતિ આશ્ચર્યરૂપ વિશ્વરૂપનુ વારંવાર સ્મરણ કરીને, હું અતિઆશ્ચર્ય પામુછું તથા હર્ષ પામુંછું. જે, પાંડવ પક્ષમાં યોગીશ્વર શ્રીકૃષ્ણ તથા ગાંડીવ ધનુષ ધરનાર અર્જુન છે, ત્યાજ રાજ્ય લક્ષ્મી, વિજય તથા ઉત્તરોત્તર અભિવૃદ્ધિ નિશ્ચય પણાંથી રહેછે એમ મારો નિશ્ચયછે " માટે હજીપણ પુત્ર સહિત તમે શ્રીકૃષ્ણની શરણ જઇ પાંડવોને પ્રસન્ન કરી સર્વ સ્વતેમને નિવેદન કરી પુત્રોના પ્રાણનું રક્ષણ કરો."

॥ यत्रयोगश्वरेःकृष्णो यत्रपार्थोधनुर्धरः ॥

॥ तत्रश्रीर्विजयोभूति र्ध्रुवानीतिर्मतिर्मम ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि सू० ब्र० श्रीकृष्णार्जुन संवादे संन्यासयोगोनाम गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ४२–१८

॥ समाप्तंभगवद्गीतापर्व ॥

# નાણાંની પોંહચ.

નીચે જણાવેલાં આ ચોપાંન્યાના ઘરાકોનાં લવાજમના નાણાં મલ્યાંછે.

| | | પાંચમાં—છઠા શાલના. |
| --- | --- | --- |
| મોતીરામ રૂઘનાથદાશ—ખેડા.................... | ० | રૂ૩ા= |
| ગીરજાશંકર શામલજી મેતા—અમરેલી... ...... | રૂ૩ા= | રૂ૩ા= |
| ત્રવાડી રામશંકર મયાશંકર—જુનાગઢ(સાતમાં સાલનાં) ...રૂ૩ા= | | |
| માહામાલેક શ્રીહઆતખાંનજી બાબાજી—બણોદ... | ० | રૂ૩ા= |
| શણીપતરામ હકુમતરામ—શુરત...... ............ | રૂ૩ા= | રૂ૩ા= |
| ,, ,, (સાતમાં શાલનાં)..... ......રૂ૩ા= | | |
| રણછોડદાસ પરેમજી—કોમતા...... .......... ... | રૂ૩ા= | રૂ૩ા= |
| જાડેજા શ્રીપ્રતાપશંઘજી—ગવરીડ.......... ... | ० | રૂ૩ા= |
| શંકરલાલ જેઠાભાઇ—નવાનગર. (છઠાની બાકી.) | ० | રૂ૨)▬ |
| વલીઅહદશા શાહાજાદા બાહાદુરખાંનજી—જુનાગઢ. | ० | રૂ૩ા= |
| પરભુલાલ કેશવલાલ—આરામોડા...(શાતમાં શાલ.)......રૂ૩ા= | | |
| ત્રવાડી મણિશજી વણશીધર—કપડવંજ.... ...... | ० | રૂ૩ા= |
| ઠાકોર પશંગજી નાગજીરાજ—શંસ્થાંન—ગાંપ.(ચોથાં શાલના.)રૂ૩ા= | | |
| ,, ,, ,, | રૂ૩ા= | રૂ૩ા |
| માધવલાલ લલુભાઇ—પાલણપુર..... ...... ... | ० | રૂ૩ા= |
| નરશીંહ પુસ્તકશાલાના શેક્રેટરી—જુનાગઢ .. ...(શાતમાંના)...રૂ૩ા= | | |
| નરભેશંકર જતાશંકર—જુનાગઢ................ | ० | રૂ૩ા= |
| વકીલ ધીરજલાલ ભગુભાઇ—વલસાડ.(છઠાંની બાકી. | ० | રૂ૨)▬ |
| શુકલ ગણપતરામ નરશીરામ—શોલા—તાલુકે શાણંદ. | ० | રૂ૩ા= |
| દેવચંદ ચતુરભોજ—કોચીન...... ...... ...... | ० | રૂ૩ા= |
| વજુભાઇ ખીમજલાલ—રાંદેર.................... | ० | રૂ૩ા= |
| વશનજી પરાગજી વકીલ—વલશાડ...... ......... | ० | રૂ૩ા= |
| ,, ,, (શાતમાં શાલનાં.)......રૂ૩ા= | | |
| ધનજી સુંદરજી—કરાંચી............. ......... | રૂ૩ા= | ० |
| ખીમજી કેશવજી—કરાંચી......................... | ० | રૂ૩ા= |
| મયાશંકર કામેશ્વર—જામનગર................... | ० | રૂ૩ા= |
| વકીલ બાલશંકરરામ દીનાનાથ—જંબુશર... ..... | ० | રૂ૩ા= |
| ધરમસી માનજી—પોરબંદર......... ............ | ० | રૂ૩ા= |

# ભારતાર્થ પ્રકાશ.

**દર હીંદુ માસે પ્રગટ થતું ૫૨) પૃષ્ટનું ચોપાન્યું.**

એમાં શ્રીમાહાભારતનો યથાર્થ તરજુમો છાપવામાં આવેછે.

**શ્રાવણ સંવત ૧૯૩૧ થી પેહેલો અંક બાહાર પડયોછે.**

| | |
|---|---|
| આ ચોપાન્યાની કિંમત વર્ષ ૧) ની અગાઊથી | ૩) |
| પાછળથી આપેતો........................... | ૪) |
| છુટક નકલનો............................ | ૦॥ |

દેશાવરથી મંગાવનારા ગ્રહસ્થોએ, વર્ષ ૧) ના ટપાલ ખર્ચના ૭ આના વધુ મોકલવા.

આ ચોપાન્યાના જે ગૃહસ્થોએ ગ્રાહક થવું હોય તેઓએ, શ્રી મુંબઈમાં ધોબીતલાવ ઊપર નંબર ૮૭૨ વાળાં ઘરમાં મુંબઈ વર્તમાન છાપાખાનામાં, પોતાના નામનિશાણ અને ઠેકાણા સહિત લખી જણાવવું.

નાટપેડ કાગળ લીધામાં આવશે નહીં.

☞ આ શ્રીમાહાભારતના ચોપાન્યાના પ્રથમથી જે ગહસ્થો નવા ઘરાકો થવા ઇચ્છતા હોય, તેમને શ્રાવણ સંવત ૧૯૩૧ થી આષાઢ સંવત ૧૯૩૩ સુધીના ૨૪) અંકમાં પુરૂ કરેલું પેહેલું આદિ પર્વનું આખું બાંધેલું પુસ્તક આપવામાં આવશે, તેની કીંમત રૂ૩ા બંધાઇ સાથે તથા પોસ્ટેજ રૂ૦। અને સભા પર્વનો ૧॥, પોસ્ટેજ આના બે તથા વન પર્વના રૂપીઆ ૫ા અને પોસ્ટેજ રૂ૦।= અને વિરાટ તથા ઉદ્યોગ મલીને બે પર્વના સામટા રૂપીઆ ૪ા પોસ્ટેજ રૂ૦। લેવામાં આવશે.